# નેકોની નૈયતે

સ્વર્ગની અમરગી પામેલા
૧૧ ભલા હમદીનોની
અશો યાદ

---

પુર ગંભીરાઇથી કરનાર:—

રૂસી જમશેદજી ભેસાનીઆ

"રૂસી વાણી" ના રચનાર

---

પ્રત ૩૦૦૦

---

ઈ. સ. ૧૯૩૧

# એક જરૂરી ખુલાસો



એક નાની યા મોટી ચોપડી આજે કોઇ લખનાર બહાર પાડે છે તો તેના લખનારને પ્રસ્તાવના લખવાની જાણે ખાસ જરૂરજ હોય તેમ થોડુંક ચીતરવાની એક રૂઢી પડી ગઇ છે. આ રૂઢીને વાજબી કહેવી યા ગેરવાજબી કહેવી તેનાં ઉંડાણમાં ઉતર્યા વગર તેને માનથી માન્ય કરીને મારી તરફનો જરૂરી ખુલાસો બને એટલો ટુંકમાંજ હું નીચે આપું છું.

મારી તરફથી થોડા વખતની વાત ઉપર પ્રગટ થયલી "રૂસી વાણી" નામની ચોપડી ઘણા લોકઆદરને પાત્ર થઇ છે. સાધારણ માણસોથી માંડીને ઘણા સમજદારો અને વિદ્વાનોએ તે વીષે પોતાના માયાકુળ વીચારો ઘણા ઉંચા દરજ્જાના જણાવ્યા છે. જાહેર છાપાએ તેમજ આપણાં પારસી ગુજરાતી માસીકોના મુતવલીઓએ ઉંચી સરટીફીકેટો આપી છે અને એ બધા ઉત્તેજનથી પ્રેરાઇને મેં એક વધુ ડગલું ભરવાનો કસદ કર્યો છે. આ કમીનો કસદ આજે તમારા હાથમાં આ

નાની ચોપડીરૂપે બીરાજ્યો છે, એ માટે મારે કશું કહેવું નથી. "રૂસી વાણી" ના છેવટના ભાગમાં મેં લખેલી અશો યાદ ઘણાઓને ગમી છે બલકે બધાંઓએ તે માટે પ્રશંસાના ઉદ્‌ગારો કાઢયા છે તેથી "નેકોની નૈયતે"નું આ નાનકડું પુસ્તક તેવાજ લોકઆદરને જીતવાને ભાગ્યશાળી થશે તો હું મારી મહેનત વસુલ થએલી સમજીશ.

યઝદેઝરદી ૧૩૦૦ નાં ખતમ થએલાં સાલે ઘણા કીંમતી જરથોસ્તી જીવોને આપણા વચ્ચેથી હરી લીધા છે. કોમની કીંમતી મીરાસ સમાન આ બધા જીવડાઓની "અશો યાદ" આપણા જીગરમાં તાજી કરવાની આપણી ખરી ફરજ છે. તે યાદો આપણને તેઓના જેવાજ ભલા અને નીતિવાન બનવાને પ્રેરી શકે છે. આપણી ઉઘરતી ઓલાદ ઉપર અશો જીંદગીઓનો બખ્તાવર છાપ પડેલો કેવળ વાજબી છે કે ભવિષ્યમાં તેઓ પણ તેઓનાજ જેવાં મહાન કામો કરવાને લલચાય અને કોમ તેમજ શહેર અને દેશની સેવા બજાવી જરથોસ્તી કીર્તિનો જય જયકાર જીયાદા અને જીયાદા બોલાવે.

આ નાનકડી કીતાબ મેં મારા પૂજ્ય પીતાશ્રીને અપણ કરી છે. પોતાના પેદરને માટે દરેકને પ્યાર અને અભીમાન હોવુંજ જોઇએ એ તો દીસ્તુંજ છે, પરંતુ જ્યારે હું એમ કહું છું કે મરહુમ જમશેદજી ભેસાન્યા લાખમાં એક જડી શકે એવા ઉમદા ચારીત્રવાળા અને સદગુણવાળા ખરેખરા ભલા અને ખમીરે અમીર એક પીતા હતા, ત્યારે તેમાં હું લેશ માત્ર પણ ખોટું કહેતો નથી, એમ ખાતરી આપવાની જરૂર વીચારૂં છું.

આ નાની ચોપડીની પ્રસ્તાવના આપણી કોમના એક ઘણા ભણેલા અને કેળવાયલા અથોરનાનજાદાએ મારી અરજ ઉપરથી લખીને મને ઘણો આભારી કર્યો છે. આજે આપણી કોમમાં એરવદ કેખશરૂ માહીઆરજી કુતારનું નામ નાનાથી મોટાંને એકસરખું જાણીતું છે. અવસ્તા ભાષાના અડંગ અભ્યાસી તરીકે, જરથોસ્તી ધર્મના એક કાબેલ શીક્ષક તરીકે, અને એક છટાદાર વકતા તરીકે એ વિદ્વાન એરવદ સાહેબ સહુ કોઇના માનમાં છે. એવા એક લાયક વિદ્વાન શિક્ષાગુરૂએ "નેકોની નૈયતે"ની પ્રસ્તાવના લખીને આ ચોપડીની અગત્યતા ગોયા વધારી છે.

આવી જાતના સાહીત્ય પ્રગટ કરવાનું કામ ઘણું ખરચાળુ તેમજ જંજાળભર્યું હોય છે તે સર્વ કોઈ સમજે છે; પરંતુ એ જાતના સાહીત્યને જાહેર આલમ તરફનું જોઇએ એટલું ઉત્તેજન ન હોવાથી મારા જેવા કમીનાના એ દીશા ભણીના પ્રયાસો મોટા ખરચને સબબે સંકોચાઇ રહે છે. મગર એવી જાતની મુશકેલી ટાળવાને આપણા સખી તબેહના હમદીનો માંહેલા કેટલાકો સદા આતુર રહે છે, એ મારા જેવાઓ માટે ખુશ નસીબની બીના છે. "રૂસી વાણી" આપણી કોમના એક સખીતબેહ આગેવાન અને આપણી શહેર સમાજના ઉધરતા ઉમંગી કોરપોરેટર શેઠ ગુસતાદજી ડોસાભાઇ બીલીમોર્યાની કદરવંતી મહેરબાનીથી દુન્યાની રોશની જોવા પામી હતી, તેજ મીસાલ આ નાનકડી કેતાબના પ્રગટ કરવાના કાર્યમાં મને માનવંત અકાબર સાહેબ સર હોરમસજી કાવસજી દીનશાહ, નાઇટ, M. V. O., O. B. E. એ તેમજ આપણી કોમના એક બીજા દયાળુ ધર્મી શેઠયા શેઠ પેસ્તનજી ડોસાભાઇ મારકરે જે ટેકો આપ્યો છે તે વાસ્તે એ બેઉ દીનદાર શેઠયાઓનો હું શરોચસમથી આભાર માનું છું; અને એ બંને માનવંતોને તન, મન, અને ધનથી આબાદી ઇચ્છું છું.

લી૦ સેવક તમારો,

**રૂસી જમશેદજી ભેસાન્યા**

## જાણીતા અવસ્તા સ્કોલર અને જરથોસ્તી ધર્મના કાબેલ શિક્ષક, ઉમંગી કોમહિતકારી એરવદ કેખશરૂ માહીઆરજી કુતાર, એમ. એ. નો દીબાચો—

---

બાઇ રૂસી ભેસાન્યાએ લખેલી "નેકોની નૈયતે" ની નાનકડી ચોપડીની પ્રસ્તાવના લખતાં મને ખુશાલી ઉપજે છે. એમની આગલી ચોપડી "રૂસી વાણી" માં પણ કેટલાક નેક પુરૂષોની ભલી યાદ કરવામાં આવી છે. આ "નેકોની નૈયતે"-ની ચોપડીમાં પારસી કોમનાં ગુજર પામેલાં જાણીતાં નર અને નારીઓનાં ભલાં કામો અને ગુણોની યાદ લાયક દોહરામાં કરવામાં આવી છે. આપણી પારસી કોમ માટે ખાસ કરી આવી ચોપડીઓની જરૂર છે, કારણ કે આપણી કોમનાં ગુજર પામેલાં મહાન નર અને નારીઓની ભલી યાદ આપણી ઉધરતી ઓલાદમાં ચાલુ રહે એ ઘણુંજ ઇચ્છવાજોગ છે. ઇતીહાસ શીખવવાની એક નેમ એજ છે કે મોટાંઓના

દાખલાઓ આપણી નજર આગળ રહેવાથી, આપણે પણ તેઓનાં જેવાં ભલાં નેક અને સાહસીક થઇ શકયે. વળી આવી ચોપડીઓની ભાષા પણ ઝમકદાર હોવી જોઇએ જેથી વાંચક વર્ગને વાંચવાની ઉલટ થાય. મી૦ ભેસાન્યાની આ નાનકડી ચોપડી એવીજ ઝમકથી લખાઇ છે. "રૂસી વાણી" માં કેટલાક નામાંકીત નરોની યાદ કરવામાં આવી છે, અને આ નાનકડી ચોપડીમાં બીજાં ૧૧ નર અને નારીઓ જેઓ આપણી કોમના શંગાર જેવાં હતાં તેઓની નેક યાદ કરવામાં આવી છે. આપણી ઉધરતી ઓલાદ આગળ આવી સુંદર ચોપડી મુકવા માટે મી૦ ભેસાન્યાને મુબારકબાદી ઘટે છે. આ દીશામાં મી૦ ભેસાન્યા પોતાની કોશેશ ચાલુજ રાખશે એવી આશા રાખીશું, પણ તેનો આધાર પારસી કોમ આવાં પુસ્તકને કેવો આશરો આપે છે તે ઉપર રહે છે.

કેખશરૂ માહીઆર કુતાર.



# —અર્પણ—

ફીરેશ્તાઓની પવિત્ર સફમાં જઈ વસેલા

મારા પરમ પૂજ્ય

મરહુમ બાવાજી જમશેદજી સોરાબજી ભેસાન્યાની

કદી ન વીસરાય એવી વ્હાલી અને અશો યાદને

આ "નેકોની નૈયતે"

સ્નેહભીની આંખે અર્પણ કરૂં છું.

રસી



મરહુમ શેઠ જમશેદજી સોરાબજી ભેસાન્યા

# સર જમશેદજી જીજીભાઇ

૧.

જમશેદજી જીજીભાઇનું—જગ મશહુર છે નામ
કોમ અને પરકોમમાં—વીશ્વે બધી તમામ

૨.

બાટલીવાલા શ્રેષ્ટ છે—આલા એ ખાનદાન
ખમીરે અમીર ખુબ—જેના નેક સંતાન

૩.

પહેલા સર જમશેદજી—રૂહુશાદ નામદાર
દરૂદ હોજો રવાનપર—તેના દસ હજાર

૪.

બાલે બાલ આભારી છે—આખી જેની કોમ
સર જમશેદજી કોમનું—પનોતુ છે જેમ

૫.

સખાવત શું ને કેમ તે—જગે જાણ્યું માન
સર જમશેદજીની પહેલેથી—સખી નર નીદાન

૬.

સખાવતનો શાહ ખરો—સમ્રાટ[1] ગણો આસાન
કરણ, હાતમ દાનવી—કરતાં વધ્યો મહાન

૭.

શુરો શેઠ પંચાતનો—કોમ તણો સરદાર
ગણ્યો કોમે ગવથી—જમશેદજી નામદાર

૮.

એક પછી એક જે થયા—વારસ સરના જે
કોમના અગ્રેસર રહ્યા—મુખી બી વળી તે

૧. શહેનશાહ.

૯.

કોમ રક્ષક કુલ થયા—થઈ કોમ સેવક મહાન
નાનાથી મોટા જુવો—હરખે સર ખાનદાન

૧૦.

એવો છેલ્લો સર નેક—પાંચમો થયો દીલજાન
કોમે ખોહુયો મુરબ્બી—પ્રાણ જે પર કુરબાન

૧૧.

ક્રીમેટોરીઅમ વેળા લડયો—સીંહ સમો વીકરાળ
ગર્જી કોરપોરેશન રહી—બની દીનની ઢાળ

૧૨.

સમો આવતો જ્યાર ત્યાં—ઉઠતો કરી સીંહનાદ
ચીત્તા વાઘ સમો ઉછલતો—ધરી કોમની દાદ

૧૩

રંગ રાખ્યો કોમનો—જાલવી નીજનો ટેક
અડી ભીડીનો હીમાયતી—પૂરવાર થયો એક

૧૪.

રડે આજે કોમ બધી—મૃત્યુ તારૂં જોઈ
સાચા સેવક કોમના—ન જડશે દીગર કોઈ

૧૫.

ખમીર ખાનદાની ખરૂં—દીપાવ્યું તેં હયાં
પામજે પરવર મહેર તું—ઇનામમાં બી ત્યાં

૧૬.

સર જમશેદજી મહાનનુ—નામ બખ્તાવર
ઝગમગાવ્યું જગતમાં—યારી દે યાવર

૧૭.

ઝગમગાવજો એથી અધીક—છઠ્ઠા બેરોનેટ
અસીલ ને અમીર વળી—ઉંચ ખાનદાની નેક

૧૮.

રૂડી કેળવણી લઈ—પામ્યાં છો બી જ્ઞાન
ખાસીયત ખાનદાની બધી—રગરગમાં નીદાન

૧૯.

દેખાડજો પૂર બહારમાં—પડી જાહેરમાં ઝટ
જય જયકાર જમાવજો—સર ખાનદાનનો સટ

૨૦.

રૂસી માગે માનથી—વધુ માન ને પાન
નવા સરને બારણે—જીવો સર ખાનદાન



# શેઠ બેરામજી જીજીભાઈ

૧.

મહા ભાગ્યશાળી છે—બખતાવર તુજ નામ
બેરામજી જીજીભાઈનું—કોમને આવતું કામ

૨.

કોમને આવતું કામ વળી—કોમના આગેવાન
કોમને પડખે રહી સદા—હરખે હિન્દુસ્તાન

૩.

આગેવાનો આગલા—અકાબરો મહાન
થયા તેમાં ન થશે—તુંજ જેવો નીદાન

૪.

દયાના દાતાર સમ—કોમહિતના ભંડાર
કોહીનુંર સમો અમુલ્ય—ધન્ય તુંજ અવતાર

૫.

લક્ષમીના છે લાડલા—ભર્યાં ધન ભંડાર
દીન ઉગે વધે વળી—તેનો નહિ સુમાર

૬.

લક્ષમીથી ભર્યાં ભરપૂર—ગુણોથી વળી તેમ
બેરામજી જીજીભાઇની—સદા છે શુધ્ધ નેમ

૭.

મનશાની રાખી ભલી—ફાવ્યા જગમાં ખુબ
જશને જશવંતો કરી—યશને પામ્યા ખુબ

૮.

ગવશાની રૂડી રાખીને—પામ્ય તેનું ઇનામ
ધન્ય બેરામજી તને—વદે ખાસો આમ

૯.

કુનશની નેકનું—જીત્યું જગમાં ફલ
રામની રહેમથી—વધ્યું તુજનું બળ

૧૦.

સદગુણો શોભે બધા—દીનના પાલણહાર
ધર્મી સકર્મી ભલા—નર અને વળી નાર

૧૧.

કીર્તિ વડવા પામ્યા—રાખી સદગુણ નેક
સર બેરામજી હાલના—તેવોજ જાલવે ટેક

૧૨.

તેજ મીસાલ નેક અતી—વળી લેડી જરબાઈ
ખાણુ નેકી નીતીની—સદગુણની સરસાઈ

૧૩.

બેરામજી જીજીભાઈનું—અસલ પનોતું નામ
અમર પમરતું કોમમાં—રહેશે ગામે ગામ

૧૪.

પરોપકારનો પાદશાહ—કોમે જોયો મહાન
મગરૂરીમાં મસ્ત બની—બન્યો આગેવાન

૧૫.

બાપ તેવા છે બેટા—કહેવતની મીસાલ
ધીરા, વીરા, શુરા તું—રહેજે જગે ખુશાલ

૧૬.

બેરામજી રૂહશાદ જેવા—કોમના આગેવાન
કોમ જેનીમાં હોય તે—જુવે નહિં તુફાન

૧૭.

જુવે નહિં તુફાન વળી—બાલ વાંકો ન થાય
મકદુર શું શત્રુની—આગે કદમ વધાય

૧૮.

જનની જનજે જન તું—બેરામજીની સમ
કોમના કાથા સમાં—બને જે મકકમ

૧૯.

આશીષ વડવાના પામજો—હતા ફીરેસ્તા સમ
રૂડી રાહે ચાલજો—ધરી તેમના કદમ

૨૦.

રૂસી ઇચ્છે સ્વર્ગની—શાંતી તેમને મહાન
રોશન રોજે કયામત તક—ખુશનુદ રહે રવાન



૧૯૦૩૫૯

# સર શાપુરજી ભરૂચા

૧.

કરણ પછીનો દાનવી—સર શાપુરજી મહાન
જગે પંકાયો અતી—શુરો આગેવાન

૨.

દીન મારી માહાનનો—સાચો પાલનહાર
ધર્મી સકર્મી વળી—જગ બધી જીતનાર

૩.

સમ્રાટ શેર બજારનો—તાજ. વીનાનો રાજ
ખાલી જગ્યા તારી છે—આજે બી સરતાજ

૪

કરણુ બીજો હોંદનો—દીગર હાતમ તાઇ
સખી એવો નામી થયો—ન કરશે કો' સરસાઈ

૫.

જાત કે પરજાત શું—જૈફ શું જવાન
હસ્તે મુખે આવતાં—ટાળી દુઃખો જાણુ

૬.

ધીરજનો ભંડાર થઇ—સાંભળતો સૌ વાત
દુઃખડાં સૌનાં કાપતો—જાણે બીજો તાત

૭.

ખાલી હાથે ન કદી—પાછું વલતું કોઈ
મુરાદ ચાહી પામતા—હૈડે હેતને જોઈ

૮.

રંકોનો રહેબર હતો—રહેમી રહેબર સમ
દુઃખે કોઈના દાઝતો—જોઈ ન શકતો ગમ

૯.

ધરણીધર ધણી હતો—લાખોનો બળવાન
ગુમાઇ કમાઈ જાણુતો—એવો કદરદાન

૧૦.

ધન્ય જરથોસ્તી વીરા—ધન્ય તારી જાત
ધન્ય માત તાતને—સુપુત્ર થયો વીખ્યાત

૧૧.

રંકમાંથી અવતરી—રાખ્યો કોમનો રંગ
ખુદ બળ ને કળે વધી—કીધી દુન્યાં દંગ

૧૨.

અકકલના આંબની—કરશે કીંમત કોણ
હુશીઆરીથી ફાવ્યો—એવો બીજો કોણ

૧૩.

ધીરજનો ભંડાર થઇ—વધ્યો રાખી ખંત
જંગ જીત્યો જીંદગીની—સુફળ પામ્યો અંત

૧૪.

ગરીબોને કારણે—વેઠી તેં ખુબ રંજ
રંજનો બદલો પામ્યો—આયંદામાં ગંજ

૧૫.

દાખલો દુન્યાને દીધો—આજ સમી ન કાલ
આજનો જે રંક તે—કાલ અમીર તત્કાલ

૧૬.

તદબીરથી તકદીર પણ—ફરયુ છે આશાન
સતને સહાય છે સદા—પૂરતુ આ આસમાન

૧૭.

કમાઇ જાણ્યું જેમ તેં—કીધું દાન તમામ
પુન્યના ફળ પામ્યો—અધીક થઇ ખાનદાન

૧૮.

ઉજવળ આજે છે અતી—સખી તુજ ખાનદાન
માણેકજી ભરૂચા થકી—સખી તબેહ તુજ શાન

૧૯.

જીવજો માણેકજી ભલા—કોમી રંકો કાજ
તન મનથી આબાદ રહી—લેજો દીનની દાજ

૨૦.

રૂસી ઇચ્છે ચમનમાં—બહીશતના રહેજો શાદ
આશીશો વરસાવજે—લઇ કોમની દાદ.



# દસ્તુરજી દારાબજી સંજાના

૧.

દીન ભલી મુંજ મહાનનાં—રક્ષક થયા લાખ
આદરબાદ મારેસપંદથી—જેની ગણાઇ શાખ

૨.

ધર્મ કેરી ઢાલ સમ—દીનના સેવક મહાન
મહેરજીરાણા મહાન થયા—હિંન્દને દરમ્યાન

૩.

દસ્તુરાન દસ્તુર બીજો—જોયા કોમે ખુદ
તુંજ જેવો જડે નહીં—દસ્તુર દારાબ શુદ્ધ

૪.

સંજાનાના કુળ દીપક—દસ્તુર પેશોતન
કાબેલ ને ફાઝેલ અતી—વિદ્યાનો રતન

૫.

તેવા દસ્તુર માહ્યાનને—ત્યાં અવતર્યો નેક
દસ્તુર દારાબજી ભલો—વીદ્રદ્રય[1] એક

૬.

લઈ કેળવણી દીનની—બી. એ. થયો નીદાન
ઝંદ, ફારસી, અવસ્તા—માં બન્યો વિદ્વાન

૭.

પૂવ ને પશ્ચિમમાં—વિદ્વતાનો છાપ
પાડયો અચુક દારબે—થયો જગ વીખ્યાત

૮.

પીએચ. ડી. બન્યો વળી—સાવાં ગણાયો મહાન
હરખે જોઈ ગર્વથી—કુલ માઝદીયસનાન

૧ બાહોશ.

૯.

બોધક વાયઝો ઘણી—લઈ તન, મનનો શ્રમ
દેતો જઇફીમાં બી અતી—ભૂલ્યો નહિં તુજ ધર્મ

૧૦.

એવો દસ્તુર મહાન તું—સાચો ને નેકજાદ
મુરીદ નબીનો ભલો—ભલો ને બુન્યાદ

૧૧.

તુજ કૈલાસ[1] પર રૂવે—આજે આખી કોમ
ઉતાર આશીશો ભલા—ત્યાંથી બક્ષજે જોમ

૧૨.

મીનોઇમાં મહાલજે—કરણી મુજબ નેક
રૂસી માગે રબ થકી—તુજની મહેર દરેક



૧ મરણ.

# મુજના પરમ પૂજ્ય પીતાજી

૧.

સર જમશેદજી મહાન થયા—કોમને દરમ્યાન
તું જમશેદજી ભેસાન્યા—મારે મનથી મહાન

૨.

મારે મનથી મહાન અતી—મુજ ભાઈ બેહેનો કાજે
ઉપકારી અહીં સવદા—રહીશું તુંજ કાજે

૩.

અશો જમશેદજી ભેસાન્યા—પીતા મારા નેક
ટાળકથી ટળ્યાં સુધી—ઉપકારી છું છેક

૪.

ઉપકારી સહોદર[1] બધા—ઉપકારી કુલ બહેન
યાદમાં તારી શું લખું—લખતાં ખુટે વેણ

૫.

રંકને ઘર અવતરી—પીદર મારા નેક
તું જીવ્યો જગ જીત્યો—અજબ તારો વીવેક

૬.

લઈ કેળવણી કામની—તું પડયો મયદાન
જીતવા જંગ જીંદગીનું—ધન્ય તારી હામ

૭.

જાતી મહેનત આપબળ—અકકલનું તુંજ આબ
આવ્યું કામે જગતમાં—જીતવા જગ સીતાબ[2]

૮.

રંક છતાં ખમીરમાં—અમીર સરખું દીલ
ધરાવ્યું તેં જીગરમાં—સ્નેહનાં જડયાં સીલ

૧ ભાઈ. ૨ તરત.

૯.

હાતમ સરખા ખવાસમાં—માયામાં તો મ્હેર
ભલો, લાગણીવાલો તું—દીલે શેર દીલેર

૧૦.

તાડીનો રાજા તું—આશ્રામાં મનાય
તેં નેકી એવી કરી—આજ તક ન ભુલાય

૧૧.

રંકોનો રહેબર થતો—લેતો દુઃખીની દાદ
જાત કે પરજાતની—સુનતો સદા ફરીયાદ

૧૨.

સ્વભાવે લહેરી ઘણો—વીનોદી[3] દીલખુશ
સમાગમમાં જે આવતું—થાતું તુજથી ખુશ

૧૩.

પીતા તું વળી એક છે—લાખમાં જડે જેમ
વાત શબ્દમાં અજબ છે—રૂડી સઘળી નેમ

૩ રમુજી.

૧૪.

કેળવ્યાં અમને બધાં—વેઠી અગણીત રંજ
દીકરાને દોલત ગણી—ન દોલત માની ગંજ

૧૫.

સુખી તુંજ પ્રતાપથી—આજે છે હરએક
આંસુ ભીની આંખોએ—યાદ કર્યે છે છેક

૧૬.

શાંતી શોધી સ્વર્ગની—તેં પીતા ભર જવાન
દીલો તુટયાં માં, ખેશના—ગમનું કરૂં શું બયાન

૧૭.

વર્ષો વીત્યાં મૃત્યુને—તાજીજ તો બી યાદ
પીતા મારા તાજી છે—દીલમાં આજે શાદ

૧૮.

કેળવણીનાં ફળ રૂડાં—પામ્યો તુંથી જે
નેકોની નેયતમાં—અરપું તુંને તે

૧૯.

પીતા મારા નેક તું—રબ પછીના મહાન
વરસાવજે આશીશ ભલા—સ્વર્ગેથી આસાન

૨૦.

**રૂસી** ઇચ્છે હૃદયથી—મા, ભાઈ, બેહેનો સાથ
**પીતા પોઢજે મીનોઇમાં—સાહ્ય તને જગનાથ**



# લેડી મહેરબાઈ તાતા

૧.

તાતા, તાતા સૌ કરે—જાત ને પરજાત
તાતા નામ પમરતું—કુળ વીશ્વે વીખ્યાત

૨.

ગુણવંતી ગુજરાતનો—પુત્ર રતન મહાન
જમશેદજી તાતા થયો—મહાન હિન્દીવાન

૩.

હુન્નર ઉદ્દયોગનો પીતા—સાહસનો સરદાર
સ્વદેશીનો હીમાયતી—દેશ તણો ઉધ્ધાર

૪.

રતન, દોરાબ પાકયા—તે નરને ઘર મહાન
કુળદીપક પીતા સમા—સાહુસના આગેવાન

૫.

દોરાબ ઘર અજવાળવા—આવ્યાં મહેરબાઇ નેક
નાર નેક જાત અતી—સદગુણી બી છેક

૬.

કેળવણી લઇ કામની—સ્ત્રીનો ધર્મ સાચ
નેકી વફા નીતીથી—સાચવવા ન આંચ

૭.

મોઘાયાં કુલ કોમમાં—પરકોમમાં બી ખાસ
શહેર સમાજે જીત્યાં—સૌ જનના વીશ્વાસ

૮.

સ્ત્રી સેવા સમાજમાં—વનીતા આશ્રમ માંહ્ય
લેડીઝ જીમખાનામાં વળી—લેડી તાતા પંકાય

૯.

દેશ સેવાના કાર્યમાં—આગળ પડતો ભાગ
લેવો જોઇએ સ્ત્રીઓએ—જોઇને નીજ લાગ

૧૦.

ખુટ છે આજે તારી તો—**મહેરબાઈ તાતા મહાન**
**સર દોરાબને** ઘર વળી—આખે હિન્દુસ્તાન

૧૧.

મનથી માની એમને—જીપલાવતાં **મહેરબાઇ**
જન સેવાનાં કામમાં—જાલવીને સરસાઈ

૧૨.

આપો મહેર તાતા ફરી—**રૂસી** રીજવે નાથ
સ્વર્ગની શાંતી બક્ષી પૂરી—જલદી કરજે સાથ



# શેઠ જાંહાંગીર વીમાદલાલ

૧.

સપુત મનાયો મહાન તું—હમદીનો દરમ્યાન
દીન ભલીનો દાસ તું—સૌમાં આગેવાન

૨.

જેહાંગીર વીમાદલાલનું—જન જન મોંઢે નામ
નાનાથી મોટાંને શું—સૌને તારી હામ

૩.

સેવક તું શ્રેષ્ઠ થયો—સેવકનો સરદાર
સેવા શુંનો આપ્યો—દુન્યાને ચીતાર

૪.

સેવા જેવી તેં કરી—કરી ન શકે કોય
સેવક સેવાનાં ભલા—જગનાં જેહુાંજોય

૫.

ધર્મી સકર્મી ભલા—નીતીના ગુણવાન
ભાવીક ભકત દીનના—માઝદયશ્ની મહાન

૬.

જશન કમીટી સ્થાપીને—વધાર્યો ભકિતભાવ
ભુલાયલી તુજ દીનનો—ખાટયો તું સરપાવ

૭.

જશવંતાના જોમનો—પડયો ખાસ પોકાર
તન, મન, ધન, ને જામ્યાં—તુજ ચોપાસ નરનાર

૮.

વકતા સુભાખીત અતી—જીતતો સૌના પ્રેમ
બોલતો તે બજાવતો—ધન્ય તારી નેમ

૯.

હમદીનોની દાઝ તો—ધરી હૈડે ખાસ
દાદ રંકોની લઈ—પુરી કંઇની આશ

૧૦.

શેઠયો કોમનો હોય તો—હોજો જેહાંગીર સમ
જનજે માતા ભવિષ્યની—વીમાદલાલ તોખમ

૧૧.

પોઢજો હીરા સ્વર્ગમાં—શાંતી ને આરામ
મળજો બહીશત બુલંદ—તેજ તારૂ ઇનામ

૧૨.

રૂસી માગે રબ થકી—પાછો વીમાદલાલ
સેવા કરવા કોમની—ધરી અંતરમાં વ્હાલ



# શેઠ ફરામજી વાડયા

૧.

થયા અકાબર મહાન જે—કોમને દરમ્યાન
ફરામજી વાડયા ભલા—તેમાં તમારૂ સ્થાન

૨.

પનોતુ ખાનદાન તુંજ—પારસીઓમાં ખાસ
ચૅરાગો તુંજ કુટુંબના—જીતે કોમ વીશ્વાસ

૩.

લાડકું, વ્હાલુ, માનીતું—વાડીઆજીનું નામ
ઘર ઘર આજે બોલાય છે—શહેરો ગામે ગામ

૪.

સખાવતમાં જગ મશહુર—વાડીઆએ. મનાય
જાત શું પરજાતમાં—વીશ્વમાં વખણાય

૫.

એવા આલા કુટુંબમાં—લઇને અવતાર
અવતર્યો ભલે જગે—ફરામજી નીરધાર

૬.

કેળવણી લઈ ઉંચ તું—થયો સોલીસીટર
કાયદાશાસ્ત્રી મહાન તું—બન્યો કોમ અંદર

૭.

સેવા કોમની તેં કરી—જાણુ ને અણુજાણુ
ખાનગી ને જાહેરમાં—કોમ સેવક મહાન

૮.

કોમે બક્ષ્યું માન બી—બદલામાં અચુક
અકાબરી બક્ષી તને—પંચાયતની અખુટ

૯.

મહાન એ પદ બી વળી—દીપાવ્યું તેં મહાન
ફરામજી વાડયા ભલા—ધન્ય તુજ ખાનદાન

૧૦.

સેવા કોમ, શહેરની—દેશની વળી ખાસ
યાદ પમરતી રાખશે—જીતી જગ વીશ્વાસ

૧૧.

વીરા, હીરા, શુરા તું—કોમ તણા પાસબાન
કોમ આખી ખળભળે—જોઈ તુંજ અવસાન

૧૨.

કર જોડી રૂસી ચાહે છે—ભલા ભગવાન ,પાસ
સ્વર્ગ સુંદર સાંપડે—એજ છે સૌની આશ



# શેઠ મહેરજીભાઈ માદન

૧.

જરનાલીસ્ટ જંગી અતી—થયા હિન્દ દરમ્યાન
**મહેરજીભાઈ માદન** તું જ—અગ્ર[૧] તેમાં સ્થાન

૨.

કલમકશ બળવાન વળી—વીચારે વીદવાન
અભ્યાસી અઠંગ ઘણો—સૌમાં પામતો માન

૩.

ધર્મ કેરી ઢાળ તું—જાતે ધર્મી ખુદ
ભક્ત નબીનો ભલો—આસ્થ નો અચુક

૧ આગેવાન.

૪.

રાજ, તાજ, દેશની—કોમ પરકોમની ખાસ
સેવા વળી તેં કીધી—જીતીને વિશ્વાસ

૫.

સ્વદેશીનો હિમાયતી—સ્વરાજ્યનો સ્થંભ
કલમ ચલાવી તે થકી—જાહેરમાં મક્કમ

૬.

ઝંદ અવસ્તા પાકનો—અભ્યાસી તું મહાન
કહેલુ સદા કરનાર તું—નહિ તેમાં કાંઇ વાન

૭.

બોલતો તે પાલતો—લખતો જે વીચાર
વર્તનમાં ઉતારતો—ન ડરતો લેશ લગાર

૮.

સુધારાનો હીમાયતી—કોમમાં તુ બળવાન
મીસલે વાઘ ઝઝુમ્યો[૨]—લડતને મયદાન

૨ લડયા.

૯.

લડતા ચીત્તા વાઘ સમ—કરતો દલીલ સગીન
માહુત મુદઈઓ થતા—જ્ઞાન તારૂં નગીન[3]

૧૦.

મીત્રો ને શત્રુ વટીક—વખાણતાં તુજ પેન
અનુભવથી ઘડાયલી—જ્ઞાની તારાં વેણ

૧૧.

ખાલી જગ્યા તારી છે—છાપાને દરમ્યાન
તુજ જેવો જડશે નહિં—માદન બીજો માન

૧૨.

જીન્નતનો જશ પામજે—કહે રૂસી આસાન
કરણીનો બદલો રૂડો—આપે તને યઝદાન



૩ સગીન.

# શેઠ બરજોરજી આપઅખત્યાર

૧.

"પંચ" પેપર વિખ્યાત છે—વીશ્વને દરમ્યાન
રડતાંને હસાવતું—રમુજ દઇ દે જ્ઞાન

૨.

તે "પંચ"નો અવતાર અહીં—હિન્દી પંચ કહેવાય
મોટા પંચની સરોબરી—ભારતમાં વખણાય

૩.

અંગ્રેજી ગુજરાતીમાં—સાથ વળી કારતુન
જ્ઞાનની ખાન સમું—રમુજી મજમુન

૪.

વરસો સુધી ચલાવ્યુ—નીભાવ્યું નીદાન
કીત કેરાં કોટરાં—બાંધ્યાં અડગ મહાન

૫.

શહેર તમજ દેશની—સેવા કીધી અપાર
રમુજ દઇ ભણાવ્યા—કચ કંઇ નર ને નાર

૬.

સાહસ ને સંસારના—રાજ દરબારના ખેલ
વીનોદથી સમજાવ્યા—મેલવીને સુમેલ

૭.

બરજોર આપઅખત્યાર તુ—એકલો હિન્દીવાન
ધન્ય કોમ માહરીના—પુત્ર ભાગ્યવાન

૮.

હિન્દી પંચ કાઢીને—કર્યું નામ આશકાર
ધન્ય વીરા હિન્દના—તારો જય જયકાર

૯.

પારસી સાહસ નામ તુંજ—કર્યું તેં સાબેત
રકમ રકમના કારતુનો—દોરાવ્યાં બી ઠેઠ

૧૦.

શુરા વીરા કલમકશ—ધીરા ને બળવાન
ક્યાંથી લાવ્યે કલમ તુજ—ફરી પુનઃ આસાન

૧૧.

ખોટ તારી છે હુયાં—થાતાં તુંજ અવસાન
પુરાશે ન તે કદી—હિન્દી પંચનું સ્થાન

૧૨.

રહે રબના પ્યારમાં—મીનોઇને મકાન
રૂસી ઇચ્છે બહીશ્ત તને—મહાન માઝદીયશનાન



# સર દીનશાહ દાવર

૧.

દીનશાહ દાવર નામ છે—કોમને પ્યારૂં નેક
રક્ષક કોમનો મહાન એ—જાણે જન હરએક

૨.

નામ મુજબ છે દીનનો—શાહ સબલ બળવાન
જુદદીન ઝગડો ચુકવીને—જીત્યો દીન ઈમાન

૩.

લઈ કેળવણી હોંશથી—બન્યો બારીસ્ટર
પંકાયો ટુંક મુદતમાં—વીદવાનો અંદર

૪.

લડયો જે કંઈ કેસ તે—જીત્યો સાવ નીદાન
કીર્તિનો કોત બાંધ્યો—અડગ ને બળવાન

૫.

કાયદાશાસ્ત્રી કુશળ જોઈ—બારમાં આગેવાન
ખુશ થઈ સરકારે દીધું—ન્યાયમુર્તીનું સ્થાન

૬.

ન્યાયધીશને છાજતું—ડાહુપણ ને ભ ડોલ
ઝટ જગને જણાવ્યું—રૂપ્યે આના સોલ

૭.

ધીરજ, હીંમત, અડગતા—સ્વતંત્રતા વળી ખાસ
બતાવી બીસ્યાર ખુદ—જીત્યો લોક વિશ્વાસ

૮.

દયાનો દરયાવ વળી—ધીરજનો ધનવાન
કોમ સેવક રહી અડગ[1]—દીન તણો પાસબાન

૧ શુરો.

૯

ન્યાયાસન દીપાવ્યું—રાજ તાજનો પ્રેમ
જીતી જંન વીશ્વાસ સહીત—અડગ રાખી નેમ

૧૦.

સેવા તારી ’જોઇને—દીન, દેશની મહાન
સર નાઇટથી નવાજ્યો—ધન્ય તને દીલજાન

૧૧.

વરસો વીત્યાં વફાતને[૨]—તોબી તારી યાદ
તાજી ને તાજીજ છે—કોણ કન માગ્યે દાદ

૧૨.

ફીદા તારાં નામ પર—રૂસી-કોમ છે છેક
પાસબાની પરવર કરે—વીરા તારી નેક



૨ મરણને.

## ‘રૂસી વાણી’ને ગુજરાતના નામાંકિત કલમ-કશો અને જાહેર છાપાઓ તરફથી મળેલા કિમતી અભીપ્રાયો:—



**વિશ્વ વિખ્યાત ઓરીયન્ટલ સ્કોલર ડો૦ સર જીવનજી જમશેદજી મોદી,** સી. આઈ. ઇ., બી. એ., પીએચ. ડી. લખે છે કે:—

......જ્યારે આપણા ભાઇબંધ હીંદુ લેખકો ફરીઆદ કરે છે કે પારસી લેખકો ગુજરાતી બગાડે છે ત્યારે તમારા જેવા જવાનો શુધ્ધ લખો છો, એટલુંજ નહિ પણ કવિતામાં તરેહવાર છંદ લખો છો તે ખુશી થવા જેવું છે.

* * *

**મુંબઇની સ્મોલ કોઝ કોર્ટના માજી જડજ સાક્ષર રત્ન દિવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી,** એમ. એ., એલએલ. બી., જે. પી. નું **મત:—**

......ગ્રંથાવલોકનમાં કવિ ભાઇશંકર કહે છે તે પ્રમાણે

"રૂસી વાણી" ભૂલથી "ઋષિ વાણી" ગણાઇ જાય કારણ તમારા દહોરામાં તમે આપેલી શિખામણ ઋષિઓએ આપેલી શિખામણ જેવીજ છે.

*　　　*　　　*

**જાણીતા અને લોકમાનીતા નામાંકીત લેખક શેઠ શો. મ. દેશાઈ શું કહે છે:—**

......આધુનિક કાળમાં મી૦ ખબરદાર પછી આપ કવિ લેખે આગળ ચાલતાં નામ કાઢશો એવું હું ભવિષ ભાખી શકું તો મ્હેં ઉતાવળે અભિપ્રાય આપેલો લેખાશે નહિં. આપ નવસારી આવતા ત્યારે તો હું આપનો સંગીત ઉપરનો શોખ અનુભવતો, પરંતુ હવે રૂષિ–વાણીના જેવી "રૂસી વાણી" વાંચીને હું આપને ધન્યવાદ એટલા માટે આપું છું કે કવિત્વ શકિત પણ આપણામાં છે જે ખીલવવાનું ચાલુજ રાખશો તો ભવિષ્યમાં સંપૂર્ણ ગાંભિર્ય સહિત નવીન વાણીઓથી જન સમાજને તૃપ્ત કરી શકશો. મને રૂસી વાણી વાચતાં બહુ આનંદ થયો છે.

*　　　*　　　*

**જાણીતા લેખક શેઠ ત્રંબકરાય જાદવરાય દેશાઈ, બાર–એટ–લૉ નું મતઃ—**

......રૂસી વાણી ખરેખરૂં ઋષિની વાણી જેવુંજ જનસમાજને ઉપયોગી ને બોધદાયક છે. તેમાં કશી પણ અતિશયોક્તિ નથી. વિચાર પ્રૌઢ છે, ભાષા સરળ છે. આપણામાં કવિત્વ શકિત સ્વાભાવિક હોય તેવું ભાન તે વાંચતાં થાય છે.

*　　　*　　　*

**નામાંકીત કવી શેઠ જાંહાંગીર ખુરશેદજી વીકાજી, (નાજુક) જણાવે છે કેઃ—**

......આજકાલ આપણી અતરાફ કવિતાના મથાળા હેઠળ જે મણુ મણુ કચરો ભેગો થઇ નજર રૂબરૂ આવે છે તેનેથી મેં તમારૂં આ પુસ્તક તદ્દન વેગળુ જોયું છે. ભાષા દરેક વર્ગને પેશ પડતી અને મધુર છે. તમોને દરેક ફત્તેહ ચાહું છું.

*　　　*　　　*

**મરહુમ શેઠ કરમઅલી રહીમ નાનજીઆણી, બા. એ. કચ્છ કેરાથી લખે છે કેઃ—**

......"રૂસી વાણી" વાંચી આનંદ થયો છે. નીતિથી

ભરપુર છે. જાણે કોઇ રૂષી કે મુનિ તરફથી ઉપદેશ હોયની? ઋષી વાણી કઠોર હોવાનો સંભવ હોય પણ આ તો નીતીની નસીહત મધુર શૈલી મારફત અપાયલી છે.

* * *

**મરહુમ શેઠ શાપુરજી કાવસજી હોડીવાલા.**

......તમારા વિચારો સારા છે અને શૈલિ પણ મન આકર્ષે એવી છે.

* * *

**શેઠ જાંહાંગીર માણેકજી દેશાઈ,** M.A., M.R.A.S.

......વિષયોની પસંદગી તેમજ ભિન્નતા સારી રહેલી જણાય છે. અંદર જે ઉંચ નીતિના સબકો સમાવવામાં આવ્યા છે તેનું તો તોલજ થઇ ન શકે.

* * *

**કરાંચીના જાણીતા લેખક શ્રી. ફીરોઝશાહ રૂ. મહેતા લખે છે કે:—**

......જન સમાજને બોધપ્રદ થઇ પડે તેવા સર્વ સામાન્ય નૈતિક વિચારોને ૧૨૦૦ ઉપર દહોરાની કવિતાઇ બાંધણીમાં

રજુ કરી આપે ઘણો શ્રમ લીધેલો લાગે છે અને એ શ્રમ પ્રથમ કૃતિ લેખે સફળ નીવડેલો જોઇ શકાય છે. હવે પછીની આપની કાવ્યકૃતિઓ એનાથીએ સરસ થવા પામે એજ મારી સુભાવના તથા શુભેચ્છા.

*　　　*　　　*

**શેઠ જાંગીર બી. સંજાના,** બી. એ.

......તમારી વાણીઓ મેં ઘણા હર્ષથી વાંચી છે, બહુ બોધદાયક છે. શૈલી ઘણી શોભીતી છે, ભાષા શુધ્ધ છે.

શીખો રૂડી શીખશે—લેશે સબક નેક
પઘતાં રૂસી વાણીને—પામશે કાંઇ વીવેક

*　　　*　　　*

**શેઠ માણેકજી પેસ્તનજી ભરૂચા.**

......જે પ્રમાણે હીંદુઓમાં કબીરજી "કબીર વાણી" લખી ગયા છે તેજ પ્રમાણે પારસીઓમાં મી૦ રૂસી ભેસાન્યાએ તેજ ઘપની "રૂસી વાણી" લખી છે, અને ખરેજ જ્ઞાન સાથે ગમત મળે એવી છે અને નાનાં કુમળાં ભેજાં પર સારી અસર કરે તેવી છે.

*　　　*　　　*

**જાણીતા જરનાલીસ્ટ શેઠ પાલનજી બ. દેશાઇ શું કહે છે:—**

......તમોએ સેંકડો દોહરા લખીને એક લખનાર દાખલનો તમારો પહેલો પ્રયાસ સફલ કીધો છે. ફુરસદ વેળા તમારી "વાણી" જ્ઞાનની એક વાની જેવી લેહજત આપનાર મને લાગે છે. તમારી ફતેહ ઇચ્છું છું.

*    *    *

**નામાંકીત વાર્તાનવેશ બહેન મહેરબાનું રતનશાહ બોટ શું કહે છે:—**

......એ ચોપડીનો સુંદર ગેટઅપ અને તેની માંહે તમે જે ઉમદા માવો ઠીસી ઠીસીને ભર્યો છે તે બહુજ ગળ્યો છે. તમામ શુધ્ધ રસીલી એબારતમાં લખાયલા ૧૨૦૦ દોહરા જમાવવાનું કાંઇ ખાવાનું કામ નથી, અને તમે તે કેમ કર્યા ને જમાવ્યા હશે, તથા તમારો કેટલો કીંમતી વખત રોકાયો હશે એ મારી અજાયબી છે. તમારો પ્રયાસ બહુ તારીફલાયક છે ને હું તમોને ખરાં અંતઃકરણથી તે માટે મુબારકબાદી આપું છું. મને ઉમેદ છે કે વાંચકવર્ગ તેની ઘટતી કદર

બુજીને તમોને જોઇતું ઉત્તેજન આપશે. એવાં અનેક પુસ્તકો તમો ભાઇ ભવિષ્યમાં પ્રગટ કરતા રહો અને વધુ ને વધુ નામના તથા કીરતી હાંસલ કરતા રહો એવી મારી દુવા છે.

* * *

**જાણીતાં લેખક બહેન હીરાંબાઇ શો. દારૂવાલા લખે છે કેઃ—**

......પુસ્તકનો દેખાવ, બાંધણી અને છપાઈ ઘણી સુંદર છે પણ ઉંધાડી વાંચી જોતાં અંદરનો ખજાનો તો ખરેજ બેમુલ છે. એકેક પછીના દહોરાઓ વાંચતાં જીવને આનંદ મલતોજ જાય છે. બાહોશ કવિ ભાઇશંકરજી પંડીતે પ્રસ્તાવનામાં જે તારીફગાઇ છે તે એ ચોપડી વાંચી જોતાં બોલે બોલ ખરી માલમ પડે છે. સારે સપરમે દહાડે બીજી ચીજોની ભેટ સાથે જો આય બારસો રસીલા દોહરાના સુંદર પુસ્તકનો ઉમેરો થતો હોય તો જરૂર તે ભેટ મોકલનારને જેબ આપે. ખચ્ચીત એવી એક ઉત્તમ કાવ્ય રચનાની ખુદઇ બક્ષેશ ધરાવવા માટે ભાઇ રૂસી ભેસાન્યાને મુબારકબાદી આપી શકાય.

* * *

**નામાંકીત વાર્તાનિવેશ બહેન મીસીસ જીણી પેમાસ્તરનું મત:—**

......તમારૂં પુસ્તક મેં વાંચ્યું છે. તેની રસીકતા મને ઘણી ગમી છે. કવિતા ઘણી સુંદર છે. ઘણા મજાના વીચારો દરશાવ્યા છે. વખત મલતાં વાંચતાં ટાઇમ સોવઇ જાય તેમ છે.

*　　　*　　　*

**માનવંતાં લેખક બેહેન મીસીસ મેહેરબાનુ ફીરોઝશાહ એડનવાલા શું કહે છે:—**

......તમારી "રૂસી વાણી" પાણે પાણે નેકી, નીતી, સચ્ચાઇ, દયા, ભક્તિ અને સાચા ખુદાઇ પ્રેમ, સાથે સખાવતી જુસ્સાની વૃત્તિ ધરાવવાથી જે સુખ, સંપ અને નિર્મળ બહેસ્ત માણુસ જાત મેળવી શકે તે પ્રગટ દેખડાવનારી ઉત્તમ કેતાબ માટે બે મત હોઇ શકેજ કેમ? આવાં એક ઉમદા પુસ્તકને છુટથી બાળકોને ભેટ આપવાને બેશક વાપડવાં જોઇએ. નીશાળોમાં, મંડળોમાં તેમજ ઘર અને કુટુંબોમાં મોટા જથામાં ખરીદી લઇ તેને ફેલાવવામાં મદદ કરવી જોઇએ. તંદરોસ્તી, જીવતા રહો અને એવાં ઉત્તમ ગોહરો જગતના નાહનાં મોટાં

ભુલેલાં મગજને સીધી રાહ ઉતારનારાં ઘણાં છપાવતા રહો.

*　　　*　　　*

**જાણીતાં વારતાનવેશ બહેન સુના કા. ઈશિની શું કહે છે:—**

......તમારી "રૂસી વાણી"નાં પાનાઓ ધ્યાનથી ઉથલાવી જતાં મારા મનમાંથી જે કંઈ ખ્યાલો પસાર થયા છે તે અલબત્ત, હું તમારી હજુર ખુશી સાથેજ રજુ કરૂં છું ને તેટલાંથી બી જો તમને સંતોષ મલશે તો હું પોતે બી ખુશી થઇશ.

જુદી જુદી બાબદો ઉપર બારસો દહોરાઓનો જે એક સંગ્રહ "રૂસી વાણી" મારફતે તમે વાંચક આલમ સનમુખ રજુ કરો છો તે કંઇ એક સહેલ કામ તો નથીજ. વળી તેમાં સમાયલી ઉત્તમ બાબદો બી ઘણી ઉત્તમ ગુંથાએલી છે. નેકી–નિતિ, ભક્તિ, દયા, ધર્મ, પાપ, વગેરે ઉપર તમોએ જે દહોરાઓ રચ્યા છે તે ખરેજ વાંચવાલાયક છે.

પરવરદેગાર તમને તમારી બીજી કોશેશમાં બી જશ અને ફતેહ બક્ષે.



**પારસી કોમનો આગેવાન રોજીંદો માનીતો છાપો જામે-જમશેદ લખે છે કે:—**

......જુદી જુદી બાબદો વીશે ઉછળી રહેલા પોતાના મનતરંગોને દોહરાના રૂપમાં ઉતારીને તે દોહરા આ પુસ્તકના આકારમાં બહાર પાડયા છે. જે ૧૨૦૦ દોહરા આપ્યા છે તે તરેહવાર જુદી જુદી બોધદાયક બાબદો વીશે છે. આ દોહરા ઘણી સાદી, સહેલી, અને રસીલી, ઇબાદતમાં લખાયલા છે. જયારે પણ ઘડી ચપકો ફુરસુદ મળે ત્યારે બે પાંચ પાના વાંચ્યાં હોય તો વખત સોવઇ જાય ને જ્ઞાન સાથે ગમ્મત મળે તેમ છે.

*　　　*　　　*

**મુંબઇનો આગેવાન સાંજનો રોજીંદો છાપો સાંજ વર્તમાન લખે છે કે:—**

......સામતી રીતે આ પુસ્તકમાં સારાં કવિતાઇ ભેજાનું પરીણામ બતાવવામાં આવ્યું છે અને માત્ર કવિતાજ નહીં. પણ સામાન્ય ધાર્મિક કાર્યનીતી, નીતીરીતી તેમજ ધર્મ, કર્મ, સેવા, અને સદગુણોના પાઠો એમાં આપેલા હોવાથી પુસ્તક કળા સાધક અને વાંચવા લાયક તેમજ ભેટ આપવા લાયક છે.

*　　　*　　　*

**કરાંચીનું પારસી સંસાર લખે છે કે:—**

......સારી બાંધણીનું સોનેરી નામ સાથનું ૨૪૦ પાનાનું આ પુસ્તક પારસીઓ માટે વાંચવા જેવું છે.

*　　　*　　　*

**જાણીતું માસીક હીન્દી ગ્રાફીક લખે છે કે:—**

......મી૦ ભેસાન્યાનું પુસ્તક ઘણી બોધદાયક લાઇનોથી લખાયલું છે. રૂસી ભેસાન્યા ભવિષ્યમાં ગાયન કળામાં નામ કાઢે એ બનવાજોગ છે. એ ભાઇને એમના સાહસમાં અમો ફત્તેહ ઇચ્છીએ છીએ. આ પુસ્તક નીશાળોમાં, લગ્ન નવજોત પ્રસંગે ભેટ આપવા લાયક છે.

*　　　*　　　*

**ખેડા જીલ્લાનો અઠવાડીક છાપો—ખેડા વર્તમાન લખે છે કે:—**

......આ એક જનવ્યવહારૂ ઉપયોગી નીતીનો ઉપદેશ આપનારૂં ૧૨૦૦ દોહરામાં ગુંથેલું સર્વ ઉપયોગી પુસ્તક છે.

*　　　*　　　*

**સાર્વજનીક કોમનો અઠવાડીક છાપો—સત્ય મિત્ર લખે છે કે:—**

......આ ચોપડી કાંઈ એક વાર્તાની ચોપડીની માફક વાંચીને જાહુકની બાજુએ મેલી દેવાની નથી. પણ જ્યારે મન ચાહે ત્યારે આ ચોપડી ઉપાડીને વાંચવામાં ઘણો રસ આપનારી છે.

* * *

**વડોદરાનું સુપ્રસિદ્ધ સાહિત્ય માસીક લખે છે કે;—**

......દલપતરામની શૈલી પ્રમાણે અને દાદી તારાપોરવાલાની આબેહુબ ધાટી પર ભાઇ રૂસીએ પોતાની કવિતાઓ લખી છે. ભાઇ રૂસીની કવિતાનું ખાસ લક્ષણ એ કે વાંચવી ગમે એવી છે. સરળ વેગવાલી, કવિતા એમની છે. પ્રવાહમાં ગાંઠગલફા નથી. અર્થ ગંભીર ન હોવા છતાં મનોહર છે. સાદાઇ એનો શણગાર છે.

* * *

**જાણીતું હિંદુ માસીક સમાજ જીવન લખે છે કે:—**

......મી૦ ભેસાન્યાએ પોતાના ધાર્મીક, સામાજીક, નૈતિક,

અને રાજદ્વારી વિચારો દોહરાદ્વારા આમાં વ્યક્ત કર્યા છે. બધા મળીને ૧૨૦૦ દોહરાનો આ જથો સંસ્કારી ગુજરાતી ભાષામાં ગુંઠાયલો જોતાં આનંદ થાય છે.

*   *   *

નવસારીના ચૅરાગ ચોપાન્યામાં Phœnix લખે છે કે:—

......જે કુટુંબોમાં કુઠલા જેવી વારતાની ચોપડીઓ હોંસથી વંચાતી હોય અને નાદાન કુમળા મગજો ઉપર ખરાબ છાપ પડતો હોય તેવા કુટુંબોમાં આવું ઉપયોગી, મગજને ખીલવનારૂં અને રાહત આપનારૂં પુસ્તક વંચાય તો ઘણું ફાયદા કારક થઇ પડે.

*   *   *

મુંબઈનું બે ઘડી મોજ લખે છે કે:—

......આ પુસ્તકમાં ૧૨૦૦ દોહરાઓ લખવામાં આવ્યા છે કબીરદાસ, તુલસીદાસ વગેરેની પધ્ધતીએ એ બધા લખાયા છે. એમાં, નીતી, ફરજ, સચ્ચાઇ, નેકી, બદી, ચઢતી પડતી

વગેરે દરેક વિષયો ઉપર નસીયતરૂપ અનેક દોહરા આપવામાં આવ્યા છે.

*           *           *

જાણીતું માસીક નવરાસ લખે છે કે:—

......જુદી જુદી લગભગ પોણોસોં બાબદો ઉપર તેના કરતાએ કલ્પનાના ઘોડાને દોડાવ્યો છે. ભાષા ઘણી સાદી અને સરળ છે તે જેટલી સહેલી છે તેટલી તલપડી છે અને વાંચનારને બે ઘડી બોધ સાથ મોજ આપે એવી છે.

*           *           *

અઠવાડીક મેમણ મીત્ર લખે છે કે:—

......આ પુસ્તકમાં મી૦ ભેસાન્યાએ નીતી અને સાદી સમજની વાતો સાવ સાદા દોહરાઓમાં વ્યકત કરી છે.



